આચાર્યશ્રીભ્રાતૃચન્દ્રસૂરિગ્રન્થમાલા પુસ્તક ૪૨

॥ શ્રીપાર્શ્વચન્દ્રસૂરિસદ્‌ગુરુભ્યો નમો નમઃ ॥

અર્હમ્

# શ્રીપ્રશ્નોત્તરપ્રકાશ

## દ્વિતીય ભાગ

લેખ—

પરમપૂજ્ય-પ્રાતઃસ્મરણીય-શાન્તરસનિમગ્ન-વિદ્વદ્વર્ય-જૈનાચાર્યગુણભૂષિત-શ્રીભ્રાતૃચન્દ્ર-સૂરીશ્વરજી સાહેબના શિષ્ય—

મુનિરાજ શ્રીસાગરચંદ્રજી મહારાજ

પ્રકાશક—

શા. ગોકલદાસ મંગલદાસ

લુહારની પોળ—અમદાવાદ.

વિ સં ૧૯૮૯ પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦ સન ૧૯૩૨

ફ્રી ફ્રી પોસ્ટ ખર્ચ એકઆનો

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યો ઠે પાનકોર નાકા—અમદાવાદ



## શ્રીસરસ્વતી-શ્રુતદેવી સ્તુતિ -

અનુષ્ટુપ્ શ્લોક-અષ્ટપદી

શ્વેતપદ્માસના દેવી, શ્વેતપદ્મોપશોભિતા
શ્વેતામ્બરધરા દેવી, શ્વેતગન્ધાનુલેપના,
અર્ચિતામુનિભિ સર્વૈ-ર્ઋષિભિ સ્તૂયતે સદા,
એવ ધ્યાત્વા સદા દેવીં, વાછિત લભતે નર ॥૧॥

## શ્રી સદ્‌ગુરૂ સ્તુતિ

( માલિની છંદ )

ઉદયશિખરિચન્દ્રા મદચોભોધિચન્દ્રા
સુકૃતકુમુદચન્દ્રા ધ્વાતવિધ્વંસચન્દ્રા
કુમતનલિનચન્દ્રા કીર્તિવિખ્યાતચન્દ્રા
પ્રમદજનનચન્દ્રા શ્રેયસે પાર્શ્વચન્દ્રા
શ્રેયસે ભ્રાતૃચન્દ્રા ॥૧॥

॥ સ્રગ્ધરાવૃત્તમ્ ॥

શ્રીમદ્વિદ્યાવતસા શમદમસહિતા બાલભાવાદ્વિરક્તા,
જ્ઞાનાભ્યાસે પ્રવૃત્તા નિખિલજનમનોહર્ષદા ગૈશુંસોધે ।
મધ્યસ્થા માન્યવાક્યા દલિતમદબલા ભ્રાતૃચન્દ્રાભિધાના,
સ્તારૂચ્ચે તીર્ણમોહા નિરૂપમચરિતા સૂરિરાજા જયન્તુાર

# પ્રકાશનનું પ્રયોજન.



વિવેકી વાચક વૃન્દને વિદીત થાય જે આ પ્રશ્નોત્તર પ્રકાશ ભાગ ર જાના પ્રકાશનનું પ્રયોજન એટલુજ કે વીરશાસન પત્રના તા ૧૩-૫-૧૯૩ર ના અંકમા સુખલાલ ખુમચંદના નામથી 'શ્રી સાગરચંદ્રજી નીચેની બાબતોનો ખુનાસો કરશે કે ?' નામક હેડીંગથી જાહેર રીતે ૨૫ પ્રશ્નો પૂછવામા આવ્યા હતા પુખ્ત વિચારતા ખુનાસા આપવાની આવશ્યકતા લાગવાથી વીરશાસનના તંત્રી પર નીચે મુજબના પત્ર સાથ સવાલોના ખુનાસા રજીસ્ટર કાગળથી બીડી મોકલ્યા હતા

( પત્રની નકલ )

ઓલ પીપળો,<br>જૈન ઉપાશ્રય<br>ખભાત તા ૧૩-૭-૧૯૩૨

તંત્રી મહાશય

વીરશાસન.

ધર્મલાભ પૂર્વક લખવાનુ જે-તમારા તા ૧૩-૫-૧૯૩ ના વીરશાસનના ૩૩ મા અંકમા શા સુખલાલ ખૂમચંદે અમોને સાગરચંદ્રજી નીચેની બાબતોનો ખુનાસો કરશે કે ?' નામક હેડીંગથી પૂછેલા પ્રશ્નોના ખુલાસા આપીએ છીએ તે તમારા પત્રમા સુયોગ્ય સ્થાને જેમ બને તેમ જલ્દીથી હવે પછીના નીકળતા અંકમા પ્રસિદ્ધ કરશો

જ્યારે પ્રશ્નો ન છપાવા જોગ રીતે, અમો પાસે લાવવા છતા જાહેર પેપરમા પૂછવામા આવ્યા છે ત્યારેજ અમોને 'આમ જાહેર જનતા ભ્રમમા ન રહે તેટલા માટે આ ખુનાસા તમોને મોકલી આપવાની ફરજ પડી છે

જે પત્રમા પ્રશ્નો પુછાયા હોય તેજ પત્રમા તેના ખુલાસા આવે કે જેથી તે પત્રના વાચક વર્ગ ને સમજવુ અનુકુળ થઇ પડે તેવા આશયથી અમોએ તમારા પર આ ખુલાસા લખી મોકલ્યા છે, તો આશા રાખીએ છીએ કે વિના વિલબે આ ખુલાસા જેવી રીતે લખાયા છે તેવી રીતે પ્રસિદ્ધ કરશો કે જેથી લેખકના આશયમા ફેરફાર ન થઇ જાય એજ

તા ૨૭ લી

મુનિ સાગરચદ

સહી દા 'અમૃત' કાટવાળા

આ રજીસ્ટર કાગળની પોસ્ટલ પહોંચ પણ યોગ્ય મુદતમા મળી હતી

કેટલાક અંકો સુધી રાહ જોઇ પણ તેને માટેનો કઇ ઉત્તર કે ખુલાસા પ્રગટ ન થવાથી વસ્તુસ્થિતિ ધ્યાન પર લાવવા તત્રી પર રીતસર નીચે મુજબની રીમાઇન્ડર લખી-બીડી હતી

## રીમાઇન્ડર

તત્રી મહાશય,

વીરશાસન પત્રની ઓફીસ

મુ અમદાવાદ

ધર્મલાભ પૂર્વક લખવાનું જે-તમોને અમોએ તા ૧૩-૭-૩૨ ના દિવસે તમારા પત્રમા તા ૧૩-૫-૧૯૩૨ ના વીરશાસનના ૩૩ મા અંકમા શ્રી સુખનાન ખુબચદે અમોને સાગરચદજી નીચેની બાબતોનો ખુલાસો કરશે કે?" નામક હેડીંગથી પૂછેલા પ્રશ્નોના ખુલાસા લખીને રજીસ્ટર લેટરથી પ્રગટ કરવા સારૂ બીડી મોકલ્યા હતા જે તમોને મળ્યાની અમોને પહોચ પણ મળી હતી

પરતુ તમારા ત્યાર પછી ત્રણ અંકો બહાર પડી ચુકયા જેમા મોકલેલી મેટર આવી કે નહિ?-તે તપાસતાં અમોને આશ્ચર્યચકિ

તતા સાથે જણાવવાની ફરજ પડે છે કે જાહેર રીતે તમારા પત્રમા શા સુખલાલ ખૂબચંદ નામક વ્યક્તિના નામથી પૂછાયેલ પ્રશ્નના યોગ્ય ખુલાશા પ્રગટ થવાને માટે મોકલેલા તે ત્રણ અંકો બહાર પડવા છતા પ્રગટ થયા નથી કે-સ્થળ સંકોચને અગે, યા કોઇ એવા પ્રકારના કારણે પ્રસિદ્ધ કરી શકયા નથી જે પત્રમા પ્રશ્નો પૂછાયા હોય તેજ પત્રમા ખુલાસા આવે તે યોગ્ય એમ વિચારી અમોએ તે ખુલાસા લખી મોકલ્યા છે અને તેનો સંતોષકારક રીતે તે પત્રના વાચકોના અંતરમા ખુલાસો થાય એમ પણ ઇચ્છયુ છે એટલે તે ખુલાસા જલ્દી પ્રસિદ્ધ થવાની અનિવાર્ય આવશ્યકતા છે ઉપરોક્ત વિદીત વસ્તુ સ્થિતિ તમારા ધ્યાન પર લાવવા આ 'રીમાઇન્ડર' લખી મોકલવાનો પ્રયત્ન થયો છે તે જાણશો

વળી આ સાથે ઉચિત ધારી, તમોને નમ્ર સૂચના કરવી પડે છે કે-જાહેર પત્રની નીતિ ખ્યાલમા લેશો અને રજીસ્ટર લેટરથી બીડી મોકલેલ ખુલાસા જેમ બને તેમ જલ્દીથી તમારા હવે પછીના અંકમા પ્રસિદ્ધ કરશો આની અનિવાર્ય આવશ્યકતા હોઇ જો યોગ્ય સમયમા તેને માટે યોગ્ય નહિ થાય તો અમોને જણાવતા ઘણી દીલગીરી થાય છે કે અમારે ફરજીયાત જાહેર જનતા ઠેઠ અંધારામા ના રહે તેને માટે યોગ્ય કરવુ પડશે

આ રીમાઇન્ડર પહોચ્યાની પહોચ તેમજ પૂર્વે મેટર પ્રસિદ્ધ કરવા માટેનો ખુલાસો લખશો એવી આશા રાખી વિરમીએ છીએ એજ ૐ શાંતિ।

**શ્રી પાર્શ્વસૂરિ જૈન ઉપાશ્રય**
ખોળપીપળો
ખભાત તા ૨-૮-૧૯૩૨

લી
**મુનિ સાગરચંદ્રજીના ધર્મલાભ**
ગલી ઠા 'અમૃત' હાટવાળા

ઉપરોક્ત રીમાઇન્ડર બીડી મોકલ્યા બાદ પણ કેટલાક અંકો સુધી રાહ જોઈ કિંતુ કાઇ પરિણામ ન આવવાથી એક ખભાતી

જૈન ભાઇ અમ ત્યા જતા હતા તેમને વીરશાસનના તત્રીને ગ્ગરૂ મળી પર્વે મીઠી મોકનેન ખુનાસા પ્રસિદ્ધિને વિષે ખુલાસો મોકલી જણાવવા જણાવ્યુ

તે ભાઇએ તત્રીની રૂબરૂ મુલાકાત લીધી ત્યારે તત્રી તરફથી એમ જણાવવામા આવ્યુ કે અમે વિરૂદ્ધ પક્ષનુ લખાણ પ્રગટ કરતા નથી અમે તો માત્ર એકજ પક્ષનુ લખાણ પ્રગટ કરીએ છીએ ' જનાર ભાઇએ કહ્યુ કે તો પછી તમે તમારા પત્રમા એમ ખુલાસો કરો કે અમે એકજ પક્ષનુજ છાપીએ છીએ એટલે આ ખુલાસા નહિ છાપી શકીએ ' ત્યારે તેમ કરવાનો પણ ઇન્કાર કરવામા આવ્યો-આ બધી વસ્તુસ્થિતિ વિચારતા વિવેકી જૈન જનતાના અતરમા ખુલાસાથે રીમાઇન્ડરમા કરેલ નમ્ર સૂચના પ્રમાણે પ્રશ્નોત્તર પ્રકાશ ' ભાગ બીજા તરીકે આ પુસ્તક પ્રકાશનનું પ્રયોજન છે

આ પુસ્તક પ્રકાશન માટે સુશ્રાવક ચોધરી કેશરીચદજી પન્નાલાલજીની મારફતે નાગોર નગર નિવાસી ઓસવાળ જ્ઞાતીય શુદ્ધ શ્રદ્ધાવાન સુશ્રાવક શ્રીયુત ચોધરી શુભકરણજીની યોગ્ય આર્થિક સહાય મળી છે શ્રીયુત્ ચોધરીની માફક પુષ્પ નહિ તો પુષ્પપાખડીના કથન અનુસાર અન્ય ભવ્યાત્માઓ પણ પોતાની શક્તિ પ્રમાણે આર્થિક સહાય આપતા રહી સાહિત્યની સેવા કરવા ઉત્સુક બને એમ ઇચ્છીએ છીએ

ૐ શાતિ

લેખક

# એકપક્ષીય નીતિ.

( વિનયી વાચક વર્ગને જાણ થવી જરૂરી છે જે અમોએ ઉપ રોક્ત મથાળાથી જાહેર જનતા છેક અંધારામાં ન રહે તે આશયથી 'જૈનપત્રમાં' નીચે મુજબની વિગત છપાવા મોકલી હતી જે તેના તા ૯-૧૦-૩૨ ના અંકમાં પ્રગટ થઇ હતી તે નીચે પ્રમાણે ) —

જાહેર જનતા છેક અંધારામાં રહી એકાંત મત બાંધી લે અને સત્ય વસ્તુસ્થિતિ પર પડદો પડે તે પહેલાં મારે હાર્દિક નમ્રતાપૂર્વક વિવેકી જૈનજનતાની જાણ ખાતર અનિચ્છાએ પણ આ વસ્તુ રજુ કરવી પડે છે

સુખલાલ ખુમચંદના નામથી તેમને શોભતી ભાષામાં મને કંઈક અતાર્થભાવે ૨૫ પ્રશ્નો વીરશાસનના તા ૧૩-૫-૧૯૩૨ ના અંકમાં પૂછવામાં આવ્યા હતા મેં તે વિચારી જોતા પ્રશ્નોના ખુલાસા આપવા આવશ્યક લાગવાથી અને જે પત્રમાં વ્યક્તિ પરત્વે પ્રશ્નો પૂછાય તેજ પત્રમાં તેના ઉત્તરો આવે તો તે પત્રના વાચકવર્ગને માટે ઠીક વિચારી મેં પૂછાયેલ પ્રશ્નોના ખુલાસા વીરશાસન પત્રના તંત્રી પર પ્રસિદ્ધ કરવા માટે રજીસ્ટર કાગળથી બીડી મોકલ્યા હતા, જેની પોસ્ટલ પહોંચ પણ મને યોગ્ય મુદતમાં મળેલી

પછી થોડા અંકો સુધી રાહ જોઇ પણ તેને માટેનો ઉત્તર કે ખુલાસો પ્રગટ ન થવાથી મને રીમાઇન્ડર મોકલવાની ફરજ પડી અને તે પછી પણ થોડા અંકો સુધી રાહ જોઈ પણ કાંઈ પરિણામ ન આવવાથી, એક ખંભાતી જૈન ભાઇ અમદાવાદ જતા હતા તેમને મેં વીરશાસન પત્રના તંત્રીને રૂબરૂ મળી આ વસ્તુ પ્રસિદ્ધિને વિષે ખુલાસો મેળવી મને જણાવવા જણાવ્યું

તે ભાઇ તંત્રીને મળ્યા ત્યારે તંત્રી તરફથી એમ જણાવવામાં આવ્યું કે અમે તે ખુલાસા પ્રગટ નહિ કરી શકીએ કારણકે અમે વિરૂદ્ધ પક્ષનું લખાણુ પ્રગટ કરતા નથી અમે તો માત્ર એક જ પક્ષનું લખાણ પ્રગટ કરીએ છીએ' જનાર ભાઇએ કહ્યું કે તો પછી તમે તમારા પત્રમાં એમ ખુલાસો કરો કે અમે એક પક્ષનું જ છાપીએ છીએ એટલે આ ખુલાસા નહિ છાપી શકીએ' ત્યારે તેમ કરવાનો પણ ઇન્કાર કરવામાં આવ્યો

એટલે ઘણી જ દિલગીરી સાથે સ્પષ્ટ જણાવવું પડે છે કે ભાઇ પણ સત્ય અને ન્યાયપ્રિય પત્રને માટે આવી એકાંત એકપક્ષીય નીતિ તેની ઉજ્જ્વળ કીર્તિને કલંકરૂપ છે ખાસ ખુલાસાની આશાએ વ્યક્તિ પરત્વે લાંબા મોટા હેડીંગથી લાંબા ચોડા પ્રશ્નો પુછાય અને ખુલાસા મળતા પ્રગટ કરવાનો સમય આવે ત્યારે તંત્રીને એકપક્ષીય નીતિના બખ્તર ગ્રહવું પડે ત્યારે તે પત્રની સત્ય ન્યાય ને ધર્મપ્રિયતા કેટલી હોય તે તો વાચક જ વિચારી લે અને ગૌરવભર્યા 'વીરશાસન'ના નામાભિમાન નીચે આવી એકપક્ષીય બાજી ખેલાય તે ઘણું શોચનીય છે

શાસનદેવ એ વીરશાસન પત્રના સંચાલકોને એવી એકપક્ષીય અજોડ નીતિમાંથી બચાવી સત્ય માર્ગે વાળે એ જ અભ્યર્થના

આ સાથે નમ્ર વિનતી છે કે સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા જે જે કોઇને તે પ્રશ્નોના ખુલાસા જાણવાની ઇચ્છા હોય તેમણે તે પ્રશ્નોના ખુલાસા ટુંક સમયમાં પુસ્તિકાકારે પ્રસિદ્ધ થનાર છે તેની નમ્લ નીચેને સીરનામેથી મંગાવી લેવી.

જૈન ઉપાશ્રય
બાર પીપળો
ખંભાત

લે. મુનિ સાગરચંદ્ર



॥ શ્રીમન્નાગપુરીયવૃહત્તપાગચ્છાધિરાજ્યુગપ્રવરશ્રીપાર્શ્વચન્દ્રસૂરિસદ્ગુરુભ્યોનમ ॥

# પ્રશ્નોત્તર પ્રકાશ-

## બીજો ભાગ

---

લેખક —

પરમપૂજ્ય શ્રીભ્રાતચન્દ્રસૂરિશિષ્ય મુનિસાગરચન્દ્ર

॥ अर्हम् ॥

प्रणम्य श्रीमहावीर शासनाधीश्वर प्रभुम् ।
सद्गुरु वन्धुराजेश वाणीं च श्रुतदेवताम् ॥ १ ॥
प्रश्नोत्तरप्रकाशोऽय भव्याना हितहेतवे ।
मुनिसागरचन्द्रेण शास्त्र दृष्ट्वा विधीयते ॥ २ ॥

શ્રીજૈન પ્રવચન—ભગવદ્ વાણી દ્વાદશાગીને નમસ્કાર કરીને સુખલાલ ખુબચંદે પૂછેલ ખુલાસાના ઉત્તર

નોંધ —ખૂલાસા પૂછનારે તત્ત્વ જાણવાની જીજ્ઞાસા બુદ્ધિથી નહિ, પરંતુ આક્ષેપ કરવાની દૃષ્ટિએ પ્રશ્નો રજૂ કર્યા છે અમને તેનો જરાયે ખેદ નથી, અમે તો મધ્યસ્થ બુદ્ધિથી જે સત્ય લાગ્યું તે મુજબ તે ખુલાસોના નીચે પ્રમાણે ઉત્તર આપીએ છીએ અમારી માધ્યસ્થ વૃત્તિનો તોલતો વાચક જ કરી લેશે કાલિકાચાર્ય પછી યા તેમના સમ

સમયમા વિદ્યમાન એવા દેવર્દ્ધિગણિએ સવત્સરી ભાદરવા સુદ ૫ મી ને બદલે ભાદરવા સુદ ૪ ની કરી હતી. તેવા લેખી પુરાવા સિવાય અન્ય કોઇ પ્રશ્નો માત્ર વિતડાવાદ અર્થે જ છે એમ સમજતા હોવાથી આ ચર્ચા અમે અહિંથી બધ કરીએ છીએ

પ્રશ્ન ૧—નિશીથ ચૂર્ણિકાર કાલકાચાર્ય પછી ઘણી મુદતે થયા એમ તમે માનો છો કે તેમના સમકાલમા કિંવા તુરતમા થયા માનો છો?

ઉત્તર—આનો ઉત્તર અમે લખેલ પ્રશ્નોત્તર પ્રકાશમા આપેલ છે કે 'કાલિકાચાર્ય પછી કેટલાયે કાળ બાદ નિશીથ ચૂર્ણિકાર થયેલ છે? તેમનો નિશ્ચિત સમય તે લખતી વખતે જાણવામા નહોતો હાલમા ઉપરોક્ત કથનની સત્યતા પુરવાર કરતા નીચેના બે ઉલ્લેખ મળ્યા છે જેમાનો પહેલો નિશીથ ચૂર્ણિના પ્રાતે અને બીજો નદિસૂત્ર ચૂર્ણિના પૃષ્ઠ ૫૦-૫૧ મા છે

(१) गुरुदिण्ण च गणितं महत्तरत च तस्स तुट्ठेहिं ।
तेण कए सा चुण्णी विसेसनामा निसीहस्स ॥

नमो सुयदेवयाए भगवतीए। जिणदासगणिमहत्तरेण रइआ। नम तीर्थकृद्भ्य ॥

(२) शकराजतो पचसु वर्षशतेषु नद्यध्ययनचूर्णी समाप्ता इति । पृ० ५०-५१

જિનદાસગણિ મહત્તરે નિશીથ ચૂર્ણિ લખી છે અને તે ઉપરાત નદીસૂત્રની ચૂર્ણિ પણ તેમની જ છે આ બે ઉપરાત પણ તેમણે ચૂર્ણિઓ લખી છે નદીસૂત્રની

ચૂર્ણિમા તે લખાણનો શક વીરાત્ (વીરાત્ ૪૭૦ વિક્રમ+ વિ સ ૫૭થી ઈ સ+ઇ સ થી ૭૮ શક+શક સવત્ ૫૦૦)=૧૧૦૫ મા લખાઈ એટલે નિશીથ ચૂર્ણિકારની વિદ્ય માનતા અગિયારમા સૈકાના અ તમા અને બારમાની શરૂ આતમા ગણી શકાય કાલિકાચાર્ય તો વીરાત્ ૪૫૩ યા ૯૯૩ મા થયા છે અને નિશીથ ચૂર્ણિકાર વીરાત્ ૧૧૦૫ એટલે કાલિકાચાર્યની પછીજ થયા એ તો દીવા જેવુ સ્પષ્ટ છે જ

પ્રશ્ન ૨—નિશીથ ચૂર્ણિકાર અને તેમનો સકલ સમુદાય ભાદરવા સુદ ૪ ના દિવસે સવત્સરી પ્રતિક્રમણ કરતો હતો કે નહિ ? જો તે સમુદાય તેજ સવત્સરી કરતો હતો તો તે આખા સમુદાયને તમો આરાધક માનો છો કે વિરાધક ?

ઉત્તર—નિશીથ ચૂર્ણિકાર અને તેમનો સકલ સમુદાય ભાદરવા સુદ ૪ની સવત્સરી કરતો હતો તેવુ કોઇ લેખી પ્રમાણજ નથી તેમ છતા પણ પાચમની સવત્સરી કરતા હોવાના એ નિશીથચૂર્ણિનાજ પૂરાવા છે ચૂર્ણિમા 'હાલ અપર્વ ચોથમા પર્યુષણા કેમ થાય છે ?' ઉત્થાનિકામા ચૂર્ણિકાર જે પ્રશ્ન લખે છે તેનુ કારણ એ છે કે આર્યકાલિકાચાર્યે કારણવશ પોતાના સમુદાય સહિત ચોથની સવત્સરી કરી તેમની હૈયાત પરપરાના આચાર પર થતી ટીકાનુ નિવારણ કરવા પુરતુ છે ચૂર્ણિકારના સમયમા પણ ચોથ અને પાચમ એ સાવત્સરીક પરપરા પ્રચલિત હોવાનુ આથી માનવાને પૂરતુ કારણ છે અને તેઓએ તે સમયના પ્રચલિત

ભ્રમનુ નિવારણુ કર્યું છે તેમ ન હોત અને ચોથનીજ સવત્સરી તેઓ કરતા હતા તેમજ હોત તો તેઓથી સીધોજ પ્રશ્ન આ પ્રમાણે મુકત કે 'હાલમા આપણે અપર્વે ચોથમા પર્યુષણા કેમ કરીએ છીએ ?' પરતુ તેમની ઉત્થાનીકા એ પ્રકારની નથીજ નિશીથ ચૂર્ણિનો સ્પષ્ટતમ ધ્વનિ એ છે કે ચોમાસી પ્રતિક્રમણુ પૂર્ણિમાએ જ કરવુ વિહાર એકમનો કરવો અને આ વસ્તુ સ્વીકારનાર તો આષાઢી પૂર્ણિમાથી ૫૦ દિવસે અને કાર્તિકી પૂર્ણિમાથી ૭૦ દિવસ પહેલાં-અર્થાત્ ભાદરવા સુદી ૫ મીની જ સવત્સરી કરે પણ પૂર્વથી ચાલ્યા આવતા પર્યુષણા પર્વમા ફેરફાર તેમને સ્વીકૃત જ હોત તો તેઓ તે ચૂર્ણિમા ચરિતા નુવાદે ઉપરોક્ત વર્ણન કરી પાછી પર પરાએ આ પ્રમાણે ફેરફાર થયો છે તે દર્શાવ્યા વિના રહેતજ નહિ.

આ ઉપરાત મુનિ કલ્યાણવિજયજી પોતાના 'વીર નિર્વાણુ સવત્ અને જૈનકાલગણુના,' નામના પુસ્તકમા કાલિકાચાર્યની તારીખ વીરાત ૪૫૩ જણાવે છે, જ્યારે બીજાઓ તે વીરાત્ ૯૯૩ મા હતા એમ જણાવે છે આ બન્ને વસ્તુનો સ્વીકાર કરીને આગળ ચાલીએ તો આપણને સ્પષ્ટ થશે કે ભાદરવા સુદ ૫ ની સવત્સરી બદલીને ભાદરવા સુદ ૪ ની સવત્સરી આર્ય કાલિકાચાર્યે કરી તે સર્વમાન્ય થઈ હતી કે કેમ ?

સૌને એ તો વિદિત છે કે શ્રીમાન દેવર્દ્ધિગણિએ છેલ્લી આગમ વાચના વીરાત્ ૯૮૦-૯૯૩ મા વલ્લભીમા કરી આમ છે ત્યાર જો કાલિકાચાર્યની તારીખ ૪૫૩ હોય, તો તે પછી

૫૨૭-૫૪૦ વર્ષે કલ્પસૂત્રની વાચના થઇ ચોથની સંવત્સરીને પાંચસો વર્ષની પરંપરા થઇ ગયા પછી પણ દેવર્દ્ધિગણિને સૂત્રમાં ભાદરવા સુદ ૫ મીની સંવત્સરી લખવી પડે ખરી? ચરિતાનુવાદે પંચમી જણાવી તેઓ પરંપરાએ ભાદરવા સુદ ૪ ની સંવત્સરી કેમ ન જણાવે? હવે આપણે કાલિકાચાર્યની તારીખ વીરાત્ ૯૯૩ ની લઇએ તોપણ શ્રીમાન દેવર્દ્ધિગણિ તેમના સમસમયી ગણાય એ તો વિવાદ વિનાની વાત છે જો કાલિકાચાર્યે કારણવશાત્ ભાદરવા સુદ ૪ ની સંવત્સરી કરી તો શ્રીમાન દેવર્દ્ધિગણિએ તે સંવત્સરી ક્યારની કરી, એ પ્રશ્ન ઉદ્ભવે છેજ ભગવતીજીના એક પૂર્વની વિદ્યમાનતાના એક હજાર વર્ષના ઉલ્લેખથી એ તો સ્પષ્ટજ છે કે શ્રીમાન દેવર્દ્ધિગણિ કે જેઓ એક પૂર્વના ક્ષેત્ર જ્ઞાતા હતા તેઓ વીરાત્ ૧૦૦૦ સુધી વિદ્યમાન તો હતા જ એક પૂર્વીની હૈયાતીમાં સામાન્ય આચાર્ય-યુગ પ્રધાન આ સંવત્સરીનો ફેરફાર કરી શકે ખરા? શ્રીમાન દેવર્દ્ધિગણિને આ ફેરફાર સ્વીકાર્યજ હોય તો તેઓ વાચનામાં આ વસ્તુનો ઉમેરો કરવાને શું અશક્ત હતા? નહિજ એટલે તમને આ ફેરફાર જો કબુલ જ હોત તો તેઓ પોતાની કલ્પસૂત્રની વાચનામાં ચારિતાનુવાદે ભાદરવા સુદ ૫ મી ની સંવત્સરી જણાવી પરંપરાએ ભાદરવા સુદ ૪ની સંવત્સરી કરવાનું વિધાન કરી તેની સ્થાપના મૂળ પ્રથમાજ કરત

---

પ્રશ્ન ૩—તમે પૃ૦ ૧૧ માં ' कारणिजा चउत्थी अज्जका लगायरियेण पवत्तिआ ' એ વાકયનો અર્થ પૃ૦ ૧૩ માં લખતા તમે લખ્યું છે કે-' કારણથી આ ચોથ

આય કાલિકાચાર્યે કરી ' તો પવત્તિઆ શબ્દનો અર્થ ' કરી ' એવો થાયકે ' પ્રવર્તાવી ' એવો થાય

ઉત્તર —પવત્તિઆ શબ્દનો મૂળ અર્થ ' પ્રવર્તાવી ' એ બરાબર છે અને ભાવ અર્થ ' કરી ' પણ થઇ શકે ઉત્થાનિકામા ચૂર્ણિકારે આ શબ્દ વાપર્યો છે, પરંતુ મૂળહકીકતમા તે ક્યાય પણ નથી તેથીજ તે શબ્દ અમે સ્વીકાર્યો નથી આચાર્યે ભાદરવા સુદ ૫ મીના બદલે ભાદરવા સુદ ૪ ની સંવત્સરી કરી છે તે કારણવશાત્ પ્રવર્તનાર્થે નહિંજ

પ્રશ્ન ૪ —ભ૦ સ્થૂલભદ્રજીએ વેશ્યાને ત્યા ચાતુર્માસ કર્યું, તો તેણે વેશ્યાના ઘરનું ચોમાસુ પ્રવર્તાવ્યુ એમ કહેવા તમે તત્પર છો ?

ઉત્તર —ના

પ્રશ્ન ૫ —કોઇએ અપવાદપદે કોઈપણ કાર્ય કર્યું હોય તેને અંગે પવત્તિઆ એવો શબ્દ કોઈપણ સ્થાને શાસ્ત્રોમા જોયો છે ખરો ?

ઉત્તર —જેમ ચૂર્ણિકારે ઉપરોક્ત બાબતમા વાપર્યો છે તેમ કોઈપણ ઠેકાણે વપરાયો પણ હોય

પ્રશ્ન ૬ —આચાર્યે ચોથ પ્રવર્તાવી એ વાતના પૂરાવામા અથવા તો ચૂર્ણિકાર મહારાજના સમયમા કરાવી ચોથના ખુલાસામા ' કાલકાચાર્યે કરી ' એ ખુલાસો વ્યાજબી ગણાય ખરો ?

ઉત્તર —આચાર્યે ચોથ કરી તેનો તો ઉલ્લેખ ચૂર્ણિકાર કરેજ છે પરંતુ ચૂર્ણિકાર મહારાજ ચોથ કરતા હતા

તેનો સીધો કે આડકતરો કાઇ પણ પૂરાવોજ નથી, ઉલટુ પચમી કરતા હતા તેનો આડકતરો પૂરાવો પૂર્ણિમાની ચોમાસી અને એકમનો વિહાર એ ઉલ્લેખ સ્પષ્ટ બતાવે છે આ ઉપરાત ચોથ સ્વીકાર્યે હોતતો શ્રીમાન દેવર્દ્ધિગણિએ તે કલ્પસૂત્રની વાચનામા ચરિતાનુવાદે પચમી જણાવી પરપરાએ ચતુર્થી સ્વીકારી છે એમ જણાવી તેમા ઉમેરી તેની સ્થાપના તેઓશ્રીએ પણ કરી હત

પ્રશ્ન ૭—શ્રી કાલિકાચાર્ય પછીના કોઇપણ આચાર્યે ભાદરવા સુદ ૫ મીની સવત્સરી કરી તેનો એક પણ લેખ તમારી આખી ચોપડીમા દૃષ્ટિગત થતો નથી, તો શું તેઓ અર્થાત કાલિકાચાર્ય પછી કોઈપણ આચાર્યે પચમી કર્યાનો લેખ શાસ્ત્રોમા નથીજ એમ કેમ ન મનાય ?

ઉત્તર—ભાદરવા સુદ ૫ મીની સવત્સરી એતો ભગવાન મહાવીરની આજ્ઞાજ છે એટલે તે પ્રચલિત હોયજ, તેથી તેનો ઉલ્લેખ વારવાર કરવાની જરૂર નજ રહે પરતુ કાલિકાચાર્યે ભાદરવા સુદ ૫ મી બદલી ભાદરવા સુદ ૪ ની સવત્સરી કરી તે જો સર્વે આચાર્યોએ અને તે સર્વના સમુદાયે સ્વીકારી હોય તો તેના ઉલ્લેખની ખાસ જરૂર રહેજ તેવો કોઇ ઉલ્લેખ છે ?

પ્રશ્ન ૮—પર્યુષણા કલ્પ ચૂર્ણિકાર અને દશાશ્રુત સ્કધ ચૂર્ણિકાર પણ ભાદરવા સુદ ૪ ની સવત્સરી કરતા હતા એમ તમે માનો છો, કે નહિ ?

ઉત્તર —આ ચૂર્ણિકાર યા ચૂર્ણિકારો ભાદરવા સુદ ૪ ની સવત્સરી કરતા હતા એવો ઉલેખજ નથી ઉલ્લેખ અપવાદ કે ફેરફારનો હોય, મૂળ નિયમનો ઉલેખ ન હોય નિશીથ ચૂર્ણિકારની માફક આ ચૂર્ણિકારોએ પણ આર્યકાલિકાચાર્યની ભાદરવા સુદ ૪ ની સવત્સરીનું કારણ બતાવવા તે વાત જણાવી છે આ ઉપરાત આ ચૂર્ણિકારોને પણ પચમી સ્વીકાર્ય હતી તેનો પૂરાવો પૂર્ણિમાના ચૌમાસી પ્રતિક્રમણ અને એકમના વિહારથી સ્પષ્ટ મળે છે

પ્રશ્ન ૯—તમારી આખી ચોપડીમા કોઈ પણ સ્થાને ખૂણે ખાચર પણ એવો એકે પાઠ નથી કે જે પાઠ એમ જણાવે કે ' ભ૦ કાલિકાચાર્ય પછી કાલિકાચાર્યની પરપરાવાળાજ ફક્ત ચોથ કરતા હતા પણ બાકીના ગચ્છો વાળાઓ ચોથની સવત્સરી નહોતા કરતા અને પચમીની સવત્સરી કરતા હતા, ? '

ઉત્તર —મધ્યસ્થ દૃષ્ટિવાળો વાચક તે તરતજ જાણી શકે, રૂઢ સસ્કારી તે ન જાણી શકે

પ્રશ્ન ૧૦—કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્ય આચાર્યશ્રી મલયગિરિજી વગેરે મહાપુરૂષોને મૂલસૂત્રની વ્યાખ્યાને કરતા જણાવેલી હકીકત જો આચરણાના પૂરાવા તરીકે લેવામા આવે તો તમે શ ' અન્ય તીર્થી કે ગૃહસ્થોની આગળ કલ્પસૂત્ર વાચવામા પ્રાયશ્ચિત છે ' એ અધિકારને તેજ પ્રમાણે કથન નહિ કરો અને તે પાઠને તમે જૂદી વ્યાખ્યાથી અલકૃત કરશો એમ

માનવુ ? ઉલટુ તમે પર્યુષણામા ગૃહસ્થો આગળ કલ્પસૂત્ર વાચો છો તેનું શુ ?

ઉત્તર—ઉપરોકત મહાપુરૂષોએ મૂળસૂત્રની વ્યાખ્યા કરતા જણાવેલ હકીકત આચરણાના પૂરાવા તરીકે લેવામા તમને બાધ લાગે છે જ્યારે નિશીથ ચૂર્ણિકાર, પર્યુષણા કલ્પ ચૂર્ણિકાર અને દશાશ્રુત સ્કધ ચૂર્ણિકાર વિગેરે મહાપુરૂષોએ વ્યાખ્યા કરતા અપવાદરૂપ સૂચિત કરેલ વસ્તુને આચરણામા મૂકવામા તમને બાધ નથી લાગતો ? ઉપરોકત પ્રશ્નોતો સર્વેને સમાન છે

પ્રશ્ન ૧૧—આચાર્ય કાલિકાચાર્યે પ્રવર્તાવેલી જ ચોથની સવત્સરી સર્વ સાધુઓએ કરેલી છે એ ભાગ ચૂર્ણિના મૂળ ભાગને લગતો હતો છતા તમે તે શા માટે છોડી દીધો છે ? તે વખતે કરેલ ચોથ સર્વ સાધુઓએ જ્યારે માન્ય કરી ત્યારે તે બધા સાધુઓને શુ કારણ હતું ? શું તે બધા ચોથની પર્યુષણા કરનાર સાધુઓને વિરાધક કહેવાને તમે હિંમત કરી શકો છો ?

ઉત્તર—અમે ચૂર્ણિના અમુક મૂળ ભાગને છોડી દીધો છે એવો તમારો આક્ષેપ સાચો હોય અને તેમા સર્વ સાધુઓએ કરેલી છે' એ વસ્તુ હોય તો તે પાઠ તમે શા માટે ખુ લો મૂકતા નથી ? પઇઠાણુ પૂરમા કાલિકાચાર્યે કયા પ્રસગોમા અને કયા કારણે ભાદરવા સુદ ૫ મીને બદલે ચોથની સવત્સરી કરી તે બિના તો પ્રશ્નોત્તર પ્રકાશમા કહીજ છે

પ્રશ્ન ૧૨—કાલિકાચાર્ય યુગપ્રધાન હતા તે વાત તમે માનો છો કે નહિ ? અને જો માનતા હો તો

આજ્ઞા સફલ મરે માનવી એ કબુલ કરો છો કે નહિ ?

ઉત્તર —પોત પોતાના સમુદાયમા પૂજ્ય આચાર્યવરને યુગપ્રધાન તરીકે આજે પણ માનનારા માને છે અને સામાન્ય મુનિને ગૌતમ ગણધરથી પણ અધિક માનનારા પણ પડયા છે, તો તે વખતે તેમને તેમના અનુયાયીઓ યુગપ્રધાન તરીકે માને અને તે યુગ પ્રધાન હોય તેની કાઇ ના પણ નથી પૂજ્ય આચાર્યવરની આજ્ઞા તેમના અનુયાયીઓનો સઘ માનતો આવ્યો છે અને માને છે, પરતુ તેમને કોઇ આશાત્ન કરી નથી એટલે તેની વાત કયા રહી ? આ ઉપરાત નીચેની વાતો વિચારવા જેવી છે (૧) ચોમાસામા યુગપ્રધાન રજા વિના દીક્ષા આપી શકે કે નહિ ? (૨) રાજા યુગપ્રધાનને દેશનિકાલ કરી શકે કે નહિ ? (૩) તીર્થંકરની આજ્ઞા અધિક કે યુગપ્રધાનની ? (૪) યુગપ્રધાન કથિત રાજા કરે કે રાજા કથિત યુગ પ્રધાન કરે ? (૫) મહાવીર શાસન વર્તી યુગ પ્રધાન રાજાના ઘરના અન્નપાન લઈ શકે કે નહિ ?

…૩ —ભ૦ કાલિકાચાર્યની વખતે બીજા યુગપ્રધાનો હતા …ને તેઓએ કાલિકાચાર્યની આજ્ઞા નથી માની એમ …વવા માટે એક પણ શાસ્ત્રાધાર તમારી ચોપડીમા …વાની સભ્યતા શુ તમે બતાવી છે ? અને નથી …ી તો તેનુ કારણ એજ કે તેવો એક પણ … ન હોય અને તમે તે વખતના બીજા આચાર્યે

પાચમની સવત્સરી કરતા હતા એમ કહેવાને જે બહાર પડો, તે મૃષાવાદથી વિરમણ કરનાર વ્રતધારીને શોભે ખરૂ ?

ઉત્તર.—આ પ્રશ્નનો જવાબ પ્રશ્ન ૭ અને પ્રશ્ન ૨ ના ઉત્તરોમા આવીજ જાય છે

પ્રશ્ન ૧૪—જો સકલ સાધુઓએ કાલિકાચાર્ય મહારાજના હુકમથી ચોથને દિવસે સવત્સરી કરી તો પછી તેના સમુદાયમા પરપરાએ પચમી રહી હતી એમ કહેવાને પૂરાવો કયો એ જણાવશો ? નિશીથ ચૂર્ણિકાર વગેરે મહાપુરૂષો સુધી તમામ આચાર્ય નીચેજ થાય સવત્સરી કરતા હતા એમ તમે શુ માનતા નથી ?

ઉત્તર—સકલ સાધુઓએ ચોથની સવત્સરી કરીજ હોત તો શ્રીમાન દેવર્દ્ધિ ગણિએ તે વાત કલ્પસૂત્રની વીરાત્ ૯૯૩ની વાચનામા મૂકી હત કદાચ વાચના બાદ કાલિકાચાર્યે ચોથની સવત્સરી કરી એમ તમે કહેતા હો, તો પણ શ્રીમાન દેવર્દ્ધિગણિ જે વીરાત્ ૯૮૦–૧૦૦૦ સુધી વિદ્યમાન હતા તેમને જો તે વાત સ્વીકારી હોત તો તે કલ્પસૂત્રની વાચનામા ઉમેરી લીધીજ હત ઉપરના પ્રશ્નના બીજા ભાગનો ઉત્તર પ્રશ્ન-૨ અને ૭ માના ઉત્તરમા આવી જાય છે

પ્રશ્ન ૧૫—ચૂર્ણિકાર इयार्नि कह चउत्थिए अपव्वे पज्जोसविज्जति એટલે કે 'હમણા અપર્વ એવી ચોથમા કેમ પર્યુષણા કરાય છે ? એવો પ્રશ્ન ઉઠાવીને ચૂર્ણિકારની વખતે પણ સકલ સઘ ભાદરવા સુદ

કાઢયો એમ તમે માનો છો ? પ્રભગ સિથિલાચાર દૂર કરવા ક્રિયા ઉદ્ધાર કર્યો તેથી તમે મત નાઢયો માનો છો ? તો પછી શ્રીમાન જગનચંદ્ર સૂરિ અને આનંદ વિમલ સૂરિએ ક્રિયા ઉદ્ધાર કર્યો તે શું મત કાઢવા ? શ્રી સત્યવિજય પન્યાસે શ્વેત વસ્ત્રો છોડી પિત્ત વસ્ત્રો કર્યાં તે શું મત કાઢવા ? બુટેરાયજી મહારાજે વ્યાખ્યાન સમયે મુહપત્તિ ન બાંધવી એમ જાહેર કર્યું તે પણ શું મત કાઢવા ? શ્રીમાન પાર્શ્વચંદ્ર સૂરિજી પોતાનો ' નાગપુરીય વૃહત્તપાગચ્છ ન છોડી તમારી માન્યતા અનુસાર ન ચાલ્યા, પરંતુ જિન આજ્ઞા પ્રમાણે ચા યા તેથી તેમને પોતાનો મત કાઢયો એમ માનો છો ? શ્રીમાન પાર્શ્વચંદ્રસૂરિજીએ ક્રિયા ઉદ્ધાર કરતા પહેલા ચોથની સંવત્સરી કરી હતી તેનો તેવો લેખીત તે વખતનો પૂરાવો તમારી પાસે છે ખરો ? જેની પાસે પૂરાવો હોય તેતો બહાર ન પાડે, માત્ર બોલીને લોકોને છેતરે નહિ શ્રીમાન પાર્શ્વચંદ્ર સૂરિજી સંવત્સરી ચોથની કરતા હતા તે બદલી પાચમની નથી કરી, અને છતા કરી હોયતો તેમા આજ્ઞા વિરાધક પણું નથી તે ઉપરના પ્રશ્નના પ્રતિ-ઉત્તરથી સ્પષ્ટ છેજ પરંતુ તમારા પ્રશ્નથી લાગે છે કે તમે એવા ફેરફાર કરનારને આજ્ઞાના કટ્ટા વિરાધક (ખરા કે નહિ ?) એમ કહો છો તો પછી તમે તે વિ. સંવત્ ૧૯૫૦

મા પેટલાદમા ત્રીજની સવત્સરી કરનાર અને વિ મ ૧૯૫૩ મા પાછી ૪ ની મવત્સરી કરનાર મુનિ આનદ સાગરને સાધુકે આચાર્ય તરીકે સન્માનો છો શુ કરવા? તેમા તમને વિરાધના નથી દેખાતી?

પ્રશ્ન ૧૯ —ભાદરવા સુદ ચોથે થયેલા તેવા અપરાધથી સૂત્ર, અર્થ, ભોજન, વદનાદિકના અનુક્રમે થયેલા પરિહારનો છેલ્લો દિવસ જો ભાદરવા સુદ ત્રીજ થઇ જાય તો ભાદરવા સુદ ૪ ના દિવસે તે બહિષ્કારને પાત્ર થાય કે અદ્ધર એક દિવસ લટકતો રહે?

ઉત્તર —આ પ્રશ્નનો ઉત્તર તો મુનિ આનદ સાગર આપી શકે કેમકે તેમણે ભાદરવા સુદ ૩ ની મવત્સરી મ ૧૯૫૨ મા પેટલાદમા કરીને સ ૧૯૫૩ મા ચોથની સવત્સરી કરી તો તેઓ બહિષ્કારને પાત્ર થયા કે એક દિવસ લટકતા રહ્યા?

પ્રશ્ન ૨૦ —આચરણાઓને તમે માનો છો કે નહિ?

ઉત્તર —આગમ અવિરૂદ્ધ આચરણાઓ માનવામા કોઈ પ્રકારનો બાધ નથી

પ્રશ્ન ૨૧ —શ્રીમાન કાલિકાચાર્ય ગીતાર્થ હતા અને તેઓની કહેલી આચરણાઓ શુદ્ધ હતી તે માનો છો કે નહિ?

ઉત્તર —શ્રીમાન કાલિકાચાર્યે કોઈપણ નવી આચરણા ચલાવી નથી તેમણે ન છૂટકે ચોથ કરી પણ આચરણા વવા માટે નહી આચરણા ચલાવવા માટે કરી તો રાજાના આગ્રહનું કારણ ચૂર્ણિકાર

પ્રશ્ન ૨૨ —આગમ અષ્ટોતરીનો 'સવચ્છર પન્ન' 'પન્નતિ
આપેલો પાઠ તમે તેની ટીકા વગર કેમ આપ્યો ?
શું તેની ટીકામા સવત્સરીપર્વની આચરણાને પ્રમાણ
ભૂત ગણુવાનો સ્પષ્ટ લેખ નથી ? તેવો સ્પષ્ટ ખુલાસો
હોવા છતા તે પાઠને બહાર નહિ લાવનારને કદાગ્રહી
ગણુવા કે નહિ ? શું તમારા લખવા પ્રમાણે સવત્સરી
પર્વ સિવાય બીજા પર્વમા આચરણા કરાય તો તે
તમને મજૂર છે ?

ઉત્તર —ઉપરોક્ત પાઠની ટીકા પાસે ન હતી તેથી નહોતી
આપી. ટીકાકાર વ્યાખ્યા મૂલમા હોય તેની કરે તેથી'
ઉલટી ટીકા કરે તો તે પ્રમાણિક ન જ ગણાય મૂળ
જો વિધિ પ્રતિપાદન કરે તો ટીકા તેનો નિષેધ કરે
એમ કેમજ બને ? તમારા લખવા મુજબ સવત્સરી
પર્વની આચરણાને પ્રમાણુભૂત ગણુવાનો સ્પષ્ટ લેખજ
હોય તો શા માટે તમે છપાવતા નથી ? ઉપરોક્ત
પ્રશ્નનો બીજો ભાગ આ ચર્ચામા પ્રસ્તુત જ નથી કેમકે,
બીજા પર્વમા પર્યુષણા કે સવત્સરી કરવાનુ અમે
જણાવ્યુ જ નથી

પ્રશ્ન ૨૩ —સવચ્છર પન્ન એ જુદુ લખવાનુ કારણ શુ ?
શુ સવત્સરી પર્વમા આવતી નથી ?

ઉત્તર —તે તો ગ્રથકાર જાણે એટલુ તો સ્પષ્ટ છે કે અન્ય
કાઈ પર્વો છે જ્યારે પર્યુષણા એ પર્વાધિરાજ, છે

પ્રશ્ન ૨૪—શ્રીમાન કાલિકાચાર્યે છઠને દિવસે પર્યુષણા કરવાની રાજાની વિનતિ ન સ્વીકારી પણ ચતુર્થીની સ્વીકારી તો છઠે અને ચોથે પર્યુષણા કરવામાં ફરક હતો કે કેમ?

ઉત્તર—ફરક તો હતોજ કારણ કે સિદ્ધાંતમાં 'પાંચમની રાત્રી ઓળંગવી નહિ' એમ સ્પષ્ટ પાઠ હોવાથી તેનો તો નિષેધ હતો જ જ્યારે પંચમી પહેલા સંવત્સરી યા પર્યુષણા કરવામાં બાધ ન હોવાથી રાજાની તે વિનતિ સ્વીકારી રાજાની વિનતિ તે વખતે સકારણની હતી તેથી તેમણે તે સ્વીકારી રાજા શું છઠે અથવા તો ચોથે સદા માટે ચલાવવા વિનતિ કરતો હતો? નહિજ પરંતુ તે વર્ષે દરમિયાન પોતે પર્યુષણા પર્વનો લાભ લઇ શકે તે તેનો હેતુ હતો રાજાની વિનતિથી કાલિકાચાર્યે પ્રભુની મૂળ આજ્ઞા મૂકી દે એમ ક્હેવાય ખરૂં? નહિજ અથવા શું તેઓ પૈઠાણ નગરમાં નિરંતર ચોમાસ કરવા રહેવાના હતા કે જેથી હમેશને માટે તેઓ ચોથનો સ્વીકાર કરે? નહિજ આમ હોય તો પછી નિરંતર ચોથનું કારણ ન રહેવાથી ચોથનો આગ્રહ ટકી શકતો નથી

પ્રશ્ન ૨૫—પહેલા કરેલી સંવત્સરીની તીથીના બાર માસ થવાની અંદર એટલે કે ચોથે પર્યુષણા કરવી કહ્યો છે, તે વાત તમને પર્યુષણા કલ્પના આધારે માન્ય છે કે કેમ?

ઉત્તર —તમે કહો છો તે પ્રકારે તો કાઇજ નથી પર્યુષણા કલ્પમા તો આષાઢી ચોમાસી પ્રતિક્રમણ કર્યા પછી પચાસમે દિવસે અને કાર્તક ચૌમાસીના સીતેર દિવસ પહેલા એટલે કે ભાદ વા સુદ ૫ ની સવત્સરી ક વા ફરમાન છે, કારણ કે ચામાસી તો પૂર્ણિમાની કરવાનુ તેમા વિધાન છે તમે લખો છો તે મુજબ પહેલા કરેલ સવત્સરીથી બાર માસ થવાની અદર પર્યુષણા કરવી તેમ હોય તો દર વર્ષે સવત્સરી એક એક દિવસ આગળ આવતી જાય. અને તેમજ હોય તો આજે તે ભાદરવા સુદ ૪ કે ૫ ની કાયમ જ ન રહી હોય. એ તો મુસલમાનોના મહોરમ માસની માફક અનિશ્ચિત બની જાય અને જો તેમ બને તો પછી 'ભાદરવા સુદ ૫ ની રાત્રી ઓળગવી નહિ' એ મર્યાદા પ્રતિપાદક સૂત્રની સાર્થકતા પણ શી રહી! વળી જો તમે લખ્યું છે તેમજ હોય તો મુનિ આનદ સાગરજીએ બીજની સવત્સરી કરીને ત્યારબાદ બીજે વર્ષે ચોથની સવત્સરી કેમ કરત? તમારા લખ્યા પ્રમાણે તો તે પણ પર્યુષણા કલ્પના આધારે વિરાધકતા બરીને?

પ્રશ્ન ૨૯ —કોઇપણ સૂત્ર પ્રમાણે પહેલા વર્ષની સવત્સરી તીથીથી આગલી તીથીમા પર્યુષણા કરનાર જેવો વિરાધક ગણાય તેવો તે તીથીની અદરની તીથીમા પર્યુષણા કરનાર વિરાધક ગણાય ખરો?

ઉત્તર —આનો ઉત્તર પ્રશ્ન ૧૭ ના ઉત્તરમા અને મુનિ આનંદ-સાગરજીએ ત્રીજની સવત્સરી કરીને ત્રીજે વર્ષે ચોથ કરી છે તો તે પણ તમારા હિસાબે વિરાધક થયા કે નહિ ?

સૂચના —જાહેર પત્રમા છપાવીને ખુલાસા પૂછવાના બદલે અમે પાસે હતા ત્યારે પાસે આવીને આટલા ખુલાસા મેળવ્યા હત તો તે આપવા અમે તૈયાર હતા છતા જાહેર પેપરમા તમે ખુલાસા પૂછયા છે તો તેના ઉત્તર પણ અમે જાહેર પેપરમા આપ્યા છે તેમના જેવા ' પ્રશ્નોત્તર પ્રકાશ'ની કિંમત ન કરે તેની અમને કશી ચિંતા નથી કારણકે તેથી કાઇ તેની કિંમત ઘટી જવાની નથી તટસ્થ વાચક આ પ્રશ્નોત્તર પ્રકાશ તથા ઉપરોક્ત ખુલાસાના ઉત્તરો વાચી તેમા રહેલ તથ્ય જરૂર મેળવી શકશે

स्वच्छे बृहत्तपागच्छे श्रीमन्नागपुरीयके ।
जैनाचार्य-महर्षीणा विश्ववंद्य-महात्मनाम् ॥१॥

श्रीभ्रातृचंद्रसूरीन्द्र-सद्गुरूणा प्रसादतः ।
मुनिसागरचन्द्रेण ग्रन्थोऽयं विहितो मुदा ॥२॥

प्रश्नोत्तरप्रकाशस्य भागे यद्द्वितये मया ।
विरुद्ध लिखित तस्य मिथ्यादुष्कृतमस्तु मे ॥३॥

इति श्रीजैनश्वेताम्बराचार्यप्रवर-विश्ववंद्यानवद्यविद्या-विशारद- विद्वज्जनमण्डलमार्तण्ड- गुर्जरनरेश्वरश्रीसिद्धराज ज-

धर्सिंहसभाशृंगारहार-वादिदिगम्बरकुमुदचन्द्राचार्यभजयैशार्दूल सिंहलब्धप्रतिष्ठ-श्रीवादिदेवसूरिपुरन्दर-अविच्छिन्नपट्ट परंपरानुगत-श्रीमन्नागपुरीयबृहत्तपागच्छाधिराज युगप्रधान-क्रियोद्धारकारक-श्रीजिनागममार्गप्रकाशक-परमपूज्यश्रीश्री श्रीपार्श्वचन्द्रसूरीश्वरजी-सन्तानीय- सूरिचक्रचक्रवर्ति-पूज्यपाद-जगत् श्रेष्ठिगुरु-प्रातःस्मरणीय- श्रीहर्षचन्द्रसूरिपुरंदर-चरणानुचर-चारित्रचूडामणी संवेगरंगतरंगितात्मा शान्तमूर्ति मुनिमहाराज श्रीकुशलचंद्रजी सतीर्थ्य-गुरुभ्राता पंडितप्रवर सुगृहीतनामधेय-परमोपकारि महर्षि-श्रीमुक्तिचन्द्रगणिना पादपद्मोपसेवी सुशिष्य अने सद्धर्मरक्षक-जैनाचार्यप्रवर-श्रीहेमचन्द्रसूरीश्वरजीना अद्वितीयपट्टप्रभाकर-शासनप्रभाकर-सुविहितशिरोमणि मरुलागमरहस्यवेदी-पंचप्रस्थानाराधक-पंचाचारपालक-प्रशमरस-पयोनिधि युगप्रवराचार्यवर्य-श्रीभ्रातृचंद्रसूरीश्वरजी महाराजाना शिष्य मुनिसागरचन्द्रे तत्त्वगवेषी जिनाज्ञाना पिपासु भव्यात्माओना हितना माटे आ प्रश्नोत्तरप्रकाश-ग्रंथनो द्वितीय भाग स्वभातनगरमां रच्यो, विक्रमसंवत् १९८८ ना वैशाख शुदी त्रीज. क्षन्तव्यमपराधं क्षन्तुमर्हन्ति धीराः ॥श्री शान्तिः ॥

॥ इति प्रश्नोत्तरप्रकाश द्वितीय भाग ॥

તીર્થે વીરજિનેશ્વરસ્ય વિદિતે શ્રીકોટિકાખ્ય ગણે
શ્રીમચ્ચન્દ્રકુલે વટોરુદ્રવદ્ગચ્છે પવિત્ર્યાયિને,
શ્રીમન્નાગપુરીયમર્હ્યતપાગ્રાભાવન્તેધુના,
ગુર્જર્દ્ભૂરિગુણાન્વિતા ગણુરશ્રેણિ સ । ગજતે ॥૧॥
યો લોભે ગુરુમાધુરત્નકૃપયા પાઠે શ્રુતાબ્ધોનિધિ-
યો જૈનાગમસાગરા સુનસિતા ચક્રે હિતા દેશનામ્,
સ્વાન્યોપકૃતેર્નિમિત્તમગ્રે, જ્ઞાનક્રિયાસ્વાદર,
ત સૂરીશ્વરમુત્તમ ગુણવર શ્રીપાર્શ્વચન્દ્ર સ્તુમ ॥૨॥
શ્રીમન્નાગપુરીયકાર્હ્યતપાગચ્છેશવિદ્યાનિધિ-
ર્ધૈર્યે સ્વર્ણગિરે સમો હિ ભગવાન્ સિદ્ધાન્તરત્નાકર
કારુણ્યાદિગુણાન્વિતો ગુરુવર પૂજ્યો મહાન્યોઽભવ-,
ત સૂરીશ્વરમુત્તમ ગણધર શ્રીભ્રાતૃચન્દ્ર સ્તુવે ॥૩॥

---

## પડિત પ્રવર શ્રી જિનચદ્રગણિવર કૃત—
# સંસ્કૃત શ્રી પાર્શ્વનાથ સ્તવનમ્

(રાગ પ્રભાતિ સમ રાગેણ ગીયતે)
(અથવા- જય જય આરતિ આદિ જિણુદા' એ રાગમા)

અવિચલ લક્ષ્મી વિમલ નિવાસ, વાસવનિકરાભિનત રે
નતજનકલ્પમહીરુહકંદ, કંદ દવજલધાર રે અવિ૦ ૧
ધારય ચેતસિ ત પ્રભુપાર્શ્વ, પાર્શ્વ ભવલતિકાયારે,
કાયા ભાજિતમેચકમલિન, નલિનદલાયતનયન રે. અ૦ ૨
નયનંદિતનિજવીર્ય સુદાર, દારધનોજ્ઝિતરાગ રે,
રાગ નિર્વાહકમતિધીર, ધીર જિત સુવિદગ્ધ રે અ૦ ૩
દગ્ધકષાયમનોભવમાય, માયિત (કીર્તિ) કીર્ત્તિસનાથ રે,
નાથ તમહ કાર કાર કાર, હન્મિ વિકાર રે અ૦ ૪

કારણુમખિનસુખાના સતત, તતસદ્દગુણવિસ્તારરે,
તારન્વરસુરવરગણુદારો, દારોરીતિદાનરે અ૦ ૫
દાનવિધાનવશીકૃતવિશ્વ, વિશ્વજનીનમુનાચરે,
વાચયમવર નિર્મલમાનસ,-માનમહંસ સુદેહરે અ૦ ૬
( શાર્દૂલવિક્રીડિત-વૃત્તમ્ )
દેહશ્રીભરનિર્મિતૈકજનના નેત્રોત્સવો નાયક
ઉત્પાદુમવર્દ્ધને જલદો વામાશ્વસેનાંગજ
જન્માલોનિધિપાર। પરમચિલક્ષ્મીમનોવલ્લભો
ભવ્યાના તનુતા સદા સ ભગવાન્ શ્રીજિનચંદ્રશ્રિયમ્. ૭

## શ્રી પાર્શ્વનાથમંત્ર ગર્ભિત સ્તવન

( દેશી—ચાલની અને ત્રુટકની )
સકલ સદા ફલ ચિંતામણી નમો,
નવરગ નાગ પાસ ભવિક નમો,
ઓ નમો ભાવે પાસ ધ્યાવે નાથથી શ્રીભગવતી,
ધરણેન્દ્ર પદ્માવતીય માયા બીજ રાયા સજુતી,
અર્હં મંત્રે ક્ષુદ્ર વિઘટે ક્ષુદ્રાન્વભય થભયા,
વાજતી ભૂગલ દૂરિ મયગલ ચૂરિ અષ્ટ મહાભયા
આશ્યા પૂરે પાસ પચાસરો,
શ્રીવરકાણો પાસ સખેશ્વરો,
સખેશ્વરો શ્રીપાસથભણ ગોડી મંડણ નાહલો,
નવખંડ શ્રીકલિકુંડ ઇણ જગ જાગતો જીરાઉલો,
જાગતો તીરથ હરે અનરથ પાસ સમરથ તુ ધણી,
હવે ચડો વહારે વિઘ્ન ભયહર સારકર તિહુઅણ તણી

ફુરૂ ફુરૂ વછિત નવનિધિ સપદા,
સ્વાહા પદસ્યું ટાલે આપદા,
આપદા ટાલે રાજપાલે પાસ ત્રિભુવન ગણીઓ,
કલિકાલમાહિ પાસ નામે મત્રમહિમા ગાણીઓ,
દારિદ્ર ચૂરે આસ પૂરે પાસ તુ જગદીશ એ,
ચરણપ્રમોદતસુ શિષ્ય જપે પૂરઇ સઘ જગીસએ ૩

---

## શ્રી અજિતનાથ સ્તવનમ્

( રાગ સોરઠ )

તાર કરતાર સસાર સાગરથકી,
ભગતજન વિનવે ગતદિવસે,
અવર દારતરે જાઈ ઊભા રહ્યા,
તાહરો પીણુ ભલો નહી દીસે તાર૦ ૧
આપણે ગોડિ કરજોડિ જે ઓલગે,
દાસ અરદાસ તે કરણ પાવે,
પણ ધણી જો હુવે જાણુ સેવા તણો,
તો કિસુ ભગત પાસે કહાવે તાર૦ ૨
માહરો કથન મનમાહિ જો આણસ્યો,
પૂરસ્યો તા સહી એહ આસા,
કેડિ લાગા તિકે કેડ કિમ મૂકસ્યે,
નેટ કા એક દરિસ્યો દિલાસા તાર૦ ૩
સ્યું વલી તારવા કોન વા આવસ્યે,
અજિત જિન એતલો જે વિમાને,
અકલ જિન રાજનો સાજનો કુણ લહે,
સહી તે તરે જે ગ્રહે પાસે તાર૦ ૪

મોટીખાખરવાળા શા રવજી પ્રેમજી પરમાર કૃત—

# શ્રીમાન્ સદ્ગુરૂને વંદના.

(દોહરા)

નમ્ર ભાવને વિનયથી, સદ્ગુરૂ વદન કાજ,
લખી પત્રિકા આજ છે, તમે સ્વીકારો રાજ ૧
ગુરૂ સાગર ગુરૂ ચંદ્ર છો, ગુરૂ રાજા ગુરૂ ઇન્દ્ર,
ગુરૂ સુજમન માલિક છો, શ્રીગુરૂ સાગર ચંદ્ર ૨

( રાગ-દેશ )

મ્હારૂ વદન સુગુરૂ સ્વિકારો સાગરચંદ્રજીરે
મ્હારૂ૦ એ ટેક ૧

દેશ વિદેશે જ્યા જ્યા ફરૂ છુ, રટણ તમારૂ હૃદયે ધરૂ છુ,
અંતરના આરામ સદા સુખ કંદજીરે. મ્હારૂ ૨
બાળબ્રહ્મચારી છો શૂરા, સદ્ગુણે હો ભરેલા પૂરા,
ધન્ય નગર જ્યા વસો છો મુક્તિ નંદજીરે મ્હારૂ૦ ૩
જ્ઞાની ધ્યાની પૂર્ણારામી, શાન્ત દાન્ત છો મહત નામી,
મહાન છો જેમ દેવ માહિ છે ઇન્દ્રજીરે મ્હારૂ૦ ૪
વધુ કહું શું શ્રીગુરૂ મારા, અખૂટ છે સદ્ગુણો તમારા,
રવી નમે સદ્ભાવે સાગર ચંદ્રજીરે મ્હારૂ૦ ૫

ઇતિ

